શ્રી ગણેશાય નમ









# ઉપદેશ કાવ્ય.

લેખક

હીરાલાલ ચુનીલાલ મહેતા.

મહુધાકર.

( હાલ ) નડીઆદ

છપાવી પ્રસીદ્ધકરતા—પુરસોતમ બાપાલાલ ભ

મજમુનદારપોળ—નડીઆદ

પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦ સને ૧૯૨૨

વધારે ખરીદનારને કમીશન આપવામાં

આવશે તો રૂબરૂમાં મળો.

ધી શારદા વિજય પ્રીં પ્રેસમાં હરજીવનદાસ

અમરસીંગે છાપ્યું સાંથપીપળી નડીઆદ.

કીંમત રૂ. ૦—૧—૩

બે સખીઓ નારણદેવ મહારાજના દરશન કરવા ગઇઓ હતી.

લી સખી.

જો સખી નિહાળી, પ્રભુની છબી છે સારી;
માથે મુગટ ધારી, જે છે મિના કારી.—જો.

કર્ણમાં કુંડલ કેવાં, દેખાવ છે રસાલો;
નટપુરે આવીને રહ્યો, ત્રીકમજીનો વહાલો.
જો સખી.

ગળામાં છે મોતન માળ ભાગ્ય જેનું છે વિશાળ,
બાજુ બંધ હાથે શોભે, ઉપજાવે અતિ વ્હાલ.
જો સખી.

ખાદીના છે વાગા, કમ્મરે કટારી;
બંસી મધુરી જેવું, શોભાને વધારી.
જો સખી.

ચંદ્ર વદન શ્યામ મુખ, ચારા ભુજ વાળો.
બીજી સખી—શંકા ઉપજી મુજને, કહોને શાને હાથો.
૧ સખી.
શંખ ચક્ર ગદા ધારી, લક્ષ્મીજીનો વહાલો;
પાપ હરી મુક્ત આપે, તેથી ચઢયો હાથો.



# સ્વરાજયની કુંચીઓ,

"જો આવા શુકને જઇએ, તો પાછાં રામના મળીએ" રાગ.

સ્વરાજ્યની કુચી છે સાત
કાંતો કાંતો દીનને રાત.
બીજી કુચી માનો બ્રાત, પરદેશી(વસ્ત્ર) પરમારો લાત
ત્રીજી કુચી આત્માહાન, દો માતાને ઉત્તમ જ્ઞાન,
ચોથી કુચીમાં છે માન, મેળવજો રાષ્ટ્રીય જ્ઞાન.
પાંચમી કુચી અલૌકીક દીઠ, આજકાલએ વિદ્યાપીઠ.
છઠ્ઠી કુચી મુદ્દાની હાલ કાઢો ગુલામી(વસ્ત્ર)નુ સ ત્ર.
સાતમી કુચી કીમતી ગણો, ને એકયતાની સાંકળ વણો

## બેનોની પ્રતિજ્ઞા.

નહિ પહેરીએ, નહિ પહેરીએ, વિદેશીકાપડ નહિ પહેરીએ
કાપડમાં આભડ પેઠી, આભડનાં વટાળ.–માટે નહિ.

વટાળ પેઠો, ધર્મ નાઠો, અધર્મનો ઉજાશ
ભ્રષ્ટ થઇને ભ્રષ્ટ કરેછે, વિદેશ કાપડ ખાસ.–માટે નહિ.

જે માચો ચંડેલાં પજાતી, આજ કાલ વસ્ત્રમાં આવી
તેમાંથી ચરબી થાતી એ ચરબીવાળાં. નહિ પહેરીએ.

## હરિ ગીતનો રાહ.

નડીઆદ પ્રાંતનુ નાક છે, હા પાક સારો થાયછે
અસહકારી કામ વળી, આગળ આગળ જાય છે.
નડીઆદ નંદન વન, તે આ કામધેનુ ગાય છે;
અસહકારનાં કામ ભાઈ, સારાંજ આગળ જાય છે.
નડીઆદ વીરોથી ભરી, પીકેટીંગ શરૂ થશે;
અસહકારનું આ કામ ભાઈ, એટલુ આગળ જશે.
નડીઆદે રાખ્યુ નાક, જીલ્લા અને આ પ્રાંતનું;
સત્યાગ્રહનું કામ, સાચાને ભઈ આ શાંતનું.

## વિદુષી બેનો માટે.

આરાધુ અલબેલી અંબા.

મન મારી મનને વશ કરવુ. પવિત્ર થવાનો પહેલો ધર્મ;
કામ ક્રોધને છોડી દેવો, પવિત્ર થવાનો બીજો ધર્મ.
રસેન્દ્ર વૃત્તિઓ ત્યાગી રહેવુ, પવિત્ર થવાનો ત્રીજો ધર્મ,
મારૂ તારૂ ગણુજો મીથ્યા, પવિત્ર થવાનો ચોથો ધર્મ.
પરમારથમાં પ્રિતિ કરવી, પવિત્ર થવાનો પાંચમો ધર્મ,
દેશ તણી દાઝ દીલે ધરવી, પવિત્ર થવાનો છઠ્ઠો ધર્મ.

કવાલી.

જાણી ખટ કર્મ ને ખટ ધર્મ, વિદુષી બેનો જે ચાલે;
દયાળુ દેવ દયાવાળો, દરજ્જો દેવીનો આલે.

નાનુભાઇ—

પરતંત્રતાની બેડી તોડો રાજ, દયા કરીને દીનબંધુ(૨)
દુઃખતણા ભરીઆ સિંધુ,
હવે હારીઆ દિન બંધુ. પરતંત્રતા.

ગુલામીએ ઘર ઘાલ્યું રાજ, દયા કરોને દીન બંધુ (૨)
શત્રુ થયા થઇને બંધુ,
નથી ખમાતુ જોઇને આજ. દયા કરો.

ઓ ઇશ તમે છો ઇન્સાફી,
ઇન્સાફ કરો થઇ ઇન્સાફી.
શિક્ષા કરો સાચે સાચી.
ઓ—દયાવાળા. દયા કરો.

છોકરે રડતાં રડતાં કહ્યું—બાપુ ! બાપુ ! મારી આંગળી કપાઇ ગઇ.

બાપે—હશે જેવી કપાઇ તેવી એમાં શું શોભા કરવીછે.

છોકરે કહ્યું અરે પણ કથોલુ વાગ્યુ છે.

બાપે જરા હસીને કહ્યુ હશે જેવું વાગ્યું તેવુ આપડા હાથ માં છે? જો આપડા હાથમાં હોત તો સારૂ કરી વગાડત છોકરો હસી પડ્યો ને રડતો બંધ થઇ ગયો.

### વ્હાલા વેગે આવોરે રામ.

ધીમો ધીમો જાગ્યોરે, વ્હાલો વ્હાલો લાગ્યોરે.
મારો મારો રેંટીઓ—જી.

જાગીને જગાડયા તેંતો, ઉંઘેથી ઉઠાડયા,
ભુખે મરતા ભાઇને, કામે તેં લગાડયારે.—ધીમો.

સાખી—હસ્ત કળાનું હરતું, ઉજ્જવળ તારૂં કામ.
ગુણ તણું તું ઘર છે ગુણવંતું છે નામ.

ચક્ર રૂપે ફરતો રે, ભારતનો ભય હરતો રે.
મારો મારો રેંટીઓજી. ધીમો.

પરદેશી ભગાડ્યા તેં તો, મોહીની છોડાવી,
સ્વદેશી જગાડ્યા, માયાને તોડાવીરે. ધીમો.

સાખી—સ્વરાજ્ય તું તું સુખ છે, કુળ તણું છે ફુલ,
હીરા માણેકથી અધીક, મોંઘું છે તુજ મુલ.

ઓમ ઉચરતોરે, રણંજણ કરતોરે
મારો મારો રેંટીઓ—જી, ધીમો.

### શેર.

મહમદ

કિસ મસુરને મેરા દિલ ચુરા લિયા,
દિલકુ ખબર નાહિ, તબ સબ ભુલા દિયા.

મુસ્તુફા

ઇસ પરદેશી પાપીને (વેપાર) તેરેકુ દગા કિયા.
વિદેશી વસ્ત્ર દે કે, તેરા બ્હોત બુરા કીયા-
દેખના યે પાપી સે રહેના હોંશીઆર.

મહમદ—હોંશીઆરીસે રહેંગે ઓર ઇસકા બદલા ખુબી સે લેંઇગે.

શેર.

ગગ્ગા તારી બલિહારી, ગઝબની દુનીઆ સારી,
ગોપાલ ગોખલે ગાંધી, ના છે સૌ આભારી.

શેર

ક કકા તારી પણ કીર્તિ દુનીઆને તેં બતાવી,
કસ્તુરબા જેવાં બાનુ કે આલમ સારી હલાવી.

શાન્તા—

લઇશુ,, લઈશુ, લઇશુ, સુતરની સ્હાય લઇશુ,
વણશુ, વણશુ, ખાદી, વણીને સુખી થઇશું.
મારી બેનો સુતરની.

વણીને વણા વશુ, જેલમાં જણાવશું
ન્યાયીને બોલાવશુ નેતાઓ છોડાવશુ.
" વેગે વેલા આવજો જગ સ્વામી. "

શાન્તા—

બેની મારી આજ, રેંટીઆ કાંતો,
રેંટીઆથી સ્વરાજ્ય છે સાંધો.—બેની.

સુતરની વણાવો ખાદી,
ગુજારોને જીંદગી સાદી.
તેથી થાશે તમારી આબાદી —એની.

તમ બાળકને, રે ભણાવો.
સ્વદેશનું, હિત જણાવો,
સન્નારીમાં નામ ગણાવો. —એની.

ધન્ય ધન્ય કસ્તુરબા ગાંધી.
દેશ કાજે કમર કશી બાંધી,
તે સાથે રહો સબંધ સાંધી. —એની.

કવાલી

ખરીદો રેંટીઆ ખાદી, ગુજારો જીંદગી સદી;
સ્વર્ગની કુચી છે ખાદી, નહિતો સહુ બરબાદી.

કવાલી

અમે સૌ એકજ પ્રભુનાં બાળ, અમેસૌ હિંદુ મુસલમાન
રહીશું સંપ સંપીને અમે સૌ હિંદુ મુસલમાન
તજીશુ સર્વે જુદાઇ, અમારા હિંદને માટે.
લઢીશું સત્યની લડત અમારા હકકને માટે.
તજી ઇર્ષા અને પ્રમાદ, લઢીશું જીવને સાટે,
ગએલા હકક લોને લઢીશુ જીવને માટે.

દાસ ઊપર દયા લાવોરે રાગ.

## પ્રભુની સ્તુતી.

બુડતાને બચાવોર
પ્રભુજી પ્યારા બુડતાને તો બચાવો.
પરદેસી વસ્ત્ર વ્હાલા, માર્યો છે ઝેરી ભાલા,
હવે તો જંગ મચાવોરે. પ્રભુજી.
માયાએ કાયા બાળી, કાયાએ દયાને ટાળી,
હવે તો હિંદ જગાવો રે. પ્રભુજી.

## (કવાલી] રેંટીઆ વીષે.

ગણે ગુજરાત ગુણવંતો અરેરે રેટીઆ ભાઇ,,
વળી હિંદે વખાણ્યો છે, ગુણોના ગીતડાં ગાઇ,
ગએલો તે ફરી આવ્યો, અમારે દિલ ભાવ્યોછે,
હવેના ભૂલીએ ભાઈ, સ્વરાજ સાથ લાવ્યો છે;
સુખાકારી મહાભારી, કરે છે કામ તુ આજે.
હજારોને તું દાંડે છે, આમારા હિંદની લાજે.
યથા નામ તથા ગુણ' થઈ બરકત આપે છે,
સુંદીર ચાકની ત્રાથે, વિદેશી રસ્તો માપે છે

## જગતના પિતા.

પહેલા પિતા પરમાત્મા, બીજા જન્મ દેનાર,
ત્રીજા ગાંધીજી ગણો, ચોથા સત્ય કે'નાર;
પાંચમા ખેડુત ભાઈ છે, છઠ્ઠા હિંદના રખવાળ,
રખવાળ હુએ રેંટીઆ, ગાયોના પ્રતિપાળ.

ઝરી ગામનો એક બંડીઓ રાજા પોતાના દેશને માટે પોતાના દેશી બંધુ ખાતર, તેના ઉપરી રાજા વિરૂ-દ્ધ થઇ કાર્ય કરતો હતો, તેથી તેનુ રાજ્ય ખાલસા કર્યું બંડીઆ રાજાએ પોતાનુ કાર્ય ચાલુ રાખ્યું અને દેશ ને માટે ફકીરી લીધી.

દિવાન—બાપજી આ ફકીરી શેને માટે.

કવાલી.

અમારી આ ફકીરી છે, અમારા દેશને કાજે.
અમારી આ ફકીરી આ, લુંટાતી ભાઈનીલાજે.
દિવાને-ગમાવી જરને જાગીર, તમે શું લેઇ બેઠા છો;
ઝરીના રાજવી બાપુ, ફકીરીમાં શું પેઠા છો.

રાજા—

કહ્યું જરને જાગીર, થતા અન્યાયને જોઈ,
ભલુ જો ભાઇનું થાશે, ભલેને જાગીરો ખોઇ,
ખરો છે દેશ દ્રોહીનું, ભલે ઇચ્છે ભલુ મારૂ,
ચહાએ જો ભલુ મારૂં, વદીશ ના આમ નકારૂ.

દિવાન—

ભુલ્યો બાપુ ભુલ્યો છું હું, હવે ના એમ ઉચ્ચારૂં,
થઈશ હું આપનો સાથી, ભલા મમ દેશને સારૂં.

જ્યારે રાજાને દિવાન આવા વિચારના થશે, ત્યારે તેનું રહસ્ય કેવું આવશે, તેનો વાંચનાર ભાઈઓ વિચાર કરી લેશો.

## દોહરો.

બેમાંથી કુળવાન કોણ, વાંચીને વિચારશો,
વિચારીને મન વિષે, ન્યાય સારો આલશો.

૧ લી સખી—

( સખી તે સોળ વરસે રાગ. )

સાંભળ સખીતુ મારી, કહું છું હું એની ખારી,
છાનુ જો તેને રાખે, કહું છું પછી હું આખે.

૨ જી સખી—

રાખીશ વાત છાની, એમાં તે શંકા શાની,
કહેવાનું હોય કે'ને, ઉચાટ મેલી દેને.

૧ લી સખી—

બાપ મારો મોચી. મા છે જાતે ધાંચી,
વર મારો ઢેડો, હવે તે મુક કેડો.

૨ જી સખી—

એ નથી કાંઇ ચોટુ, એનાથી મારે ખોટુ,
ત્યારે એની કે'ને છાનુ શું રાખી રે'ને.

પિતા મારો કુંભાર, માતા હતી લુહાર,
તેનાથી પેદા થઈલી, અગ્નીએ ખપી ગઈલી,
સસરો મારો સાધુ, વાઘરણ મારી સાસુ,
વર મારો હરજી, એ કોને કરૂ અરજી.

૧ લી સખી—

તારી ચુપ મારી ચુપ. ભળ્યા આપડા મનખઃ,
કુળે ગુણ જોવા જાતાં મારા તારા સરખા.

---

દુનિયા દિવાનીરે. પાખંડીને પૂજે;
દિવાની દેવાનીરે—નવ તેને સુજે.

સંતો નવ.

પ્રભુ રહે પાસ રે—છતાં નવ સુજે,
કહોને દિવાનીને; ધેનુ ક્યાંથી દુજે.

સંતો ધેનુ.

દીવેલથી ભરીઓ દાવો, કહો ક્યાંથી બુજે;
મોહમાં રહેથી બાપુ, ખરૂ ક્યાંથી સુજે.

સંતો ખરૂ.

શેર

જ્યારે ન કરશો સંગ મોહનો રંગ બરાબર જોશો,
ખરો રંગ જ્યારે જોશો, ત્યારેજ દિલથી મો'શો.

### પરદેશી કાપડ વાપરનાર ભાઈને બે બોલ.

' તરૂણા ઓથે ડુંગરરે ' રાગ.

નાનુભાઈ–

આ અવસર જાએ માંઘો રે, તમે ખાદી હેતે સજો,
લોભ ક્રોધ છોડી રે, તમે કામ તજો.

આ. અવસર.

માયાનો મોહ છોડીરે, તમે સૌ મદ તજો,
આ કાયા માટેરે, હવે તમે ખાદી સજો.

આ અવસર.

ખાદીથી આબાદી થાશે,
આબાદીથી વરસો જાશે,
ખાદીએ શત્રુને (વસ્ત્ર રૂપી) ખાશે રે.

આ અવસર

પરદેશીમાં પરોવાયલા પાખંડી પોપટ.–

શેર

પરદેશી થી વકર રહે છે, કીંમત શું છે ખાદીની,
પરદેશી કાપડની આગળ, કીંમત શું છે વાદીની;
ખાદી જાડી, ફેશન થોડી, કયાં છે કીમત ખાદીની
સરખામણી તે સાથે કરતાં, ક્યાંછે કીમત વાદીની

પોપટ—

અરે પરદેશીમાં ફેશન પુરી, પોઝીશનમાં ખામી;

નાનુભાઇ—પોઝીશનમાં મુઓ. મુકો, ખાદીમાં શું ખામી,

ખાદી સાદી દેશે દેશ. ગળાએ છે ખાન દાન,

વધારે ખાતેજ એમાં. સ્વરાજ્યનું શુભ નિશાન,

ખાદી જેવી સાદી ચીજ, શુદ્ધને શાન્તિ છેભરી

વાપરવાં ન અમેના, બહેતર છે જવુ મરી.

પોપટ—

જાડી જેવી બરછટ તેવી, કોણ પહેરે ખાદી,

ખાદી પહેરી લુકકા પડવા, વ્હોરે કોણ ઉપાધી.

નાનુભાઇ—

ગરીબની ચિંતામણી ખાદી, શ્રીમંતની શ્રીમાન,

રાણીના રાણી છે ખાદી, દીવાનની દીવાન.

કવાલીના રાહ

પોપટ—

ભલેને કહેવું હોયતો કો', મને નલાગશે કાંઇ;

અમારા ફેન્સી આગળ, તમારૂ ચાલશે નહિ.

માટે અમે ફેન્સી ફુલેવર જેવા, આવી નકામી ઉપાધીમાં પડનાર નથી તે નથીજ.

શેર.

નાનુભાઇ—

ઉપાધી નથી પણ સાથીછે, એ સુખું બકતો વળી;

એ ખાદી ન ગમેતો, જાજે જીવતો બળી.

પોપટ—

સતી શ્રાપ દેતી નથી, દેતો જાય બળી;
તમારા બકવા થકી, મને વળગે શું વળી.

નાનુભાઇ—

તમે છો ભાઇરે મારા, હિંદુ મુસલ્લમીન પારસી;
સેંસ આગળ ભાગવા; કહોને તેનાં વાત સી.

## ગુરૂ શિષ્યનો સંવાદ.

ગુરૂ—અસલ આપણો દેશ કેવો હતો ?

શિષ્ય—કલ્પદ્રુપ, ધનવાન, વીરોથી ભરેલો ઊદ્યોગનો ઉદધી, ને વિદ્વાનોનો વાડો.

ગુ—અત્યારે કેવો થયો છે ?

શિ—કુસંપ, પ્રમાદ, બિકરૂતા, નિરૂત્સાહ, અંધશ્રદ્ધા' નોકરીનુ સાલ, ખુશામતનો ખોટો ખ્યાલ ને વિદેશીવસ્ત્ર પર વ્હાલ.

ગુ.—ત્યારે પ્રથમ સ્થિતીમાં લાવવા શું કરવું ?

શિ.—ઐકયતાનો આધાર, પ્રમાદનો બહિષ્કાર, ડરનો તિરસ્કાર, ઊત્સાહની લાગણી ને સ્વાર્થના રોગનો ભોગ આપી પરમાર્થમાં લાગણી.

ગુ—પરમાર્થનાં કાર્ય કરતાં દુઃખ પડે તો શું થાય ?

શિ.—આપણા દેશનીને આપણા આત્માની ઉન્નતિ થાય

નવ ભણવું, નવ ભણવું, એવી સ્કુલોમાં નવ ભણવું,
ન્યાય અને નિતિના શીખવે, ડરી ડરી ડરી ડગલું ભરવું;
જો ઠરકણ સ્કુલમાં કાં ભણવું. નવ.

જ્યાં અધર્મ ને અનિતી શીખવે, ન લક્ષ કોઈ આલીને શીખવે
એવી બે-દરકાર સ્કુલોમાં શું ભણવું    નવ.

અનુષ્ટુપ.

જાશું, જાશું, જાશુંજી રાષ્ટ્રિય સ્કુલમાં જાશું;
બાપુના ગુણ ગાઇને, સુખીઆ સૌ થાશું.

" તે ટક જેવો શાહ "

વિદેશી કાપડ ખરીદનાર ભાઇને બેનોને બે બોલ.

વિદેશી (વસ્ત્ર વિષે શું મોહ ધરો,
લક્ષ્મીને કેમ વિદેશે ભરો,
મળશે નહિ એથી સ્વરાજ કદી,
ગાંધીજી ન્હાય એજ વદી.
થઇ ફક્કડ અક્કડ શું ફરતાં,
વરણાગીમાં રહો છો મરતા
મળશે નહિ એથી સ્વરાજ કદી,
ગાંધીજી રહ્યા છે એજ વદી.
તમ પૈસા તસ્કર (વસ્ત્ર) જાય હરી,
જોઇ કેમ રહ્યા છો હાથે કરી
જાગો જરા તમ બળ કરી,
વિનતિ મારી તમ ઉર ધરી.

ખાસ કરીને બેનોએ નવુનો નજ ખરીદવું. જોઇએ
સ્ત્રિઓએ રક્ષણ કોનુ કરવુ?
શિયળ નિજ સાચવી, કરવું દેશનુ રક્ષણ,

પતિ આજ્ઞાજ પાળીને, કરવું દેશનું રક્ષણ
સ્ત્રીએ એ સેવા કોની કરવી?
કરવી સ્નેહથી સેવા, પુરા પ્રેમની લાગણીએ,
રહેવું તૈયાર થઇને, પતિના કોઇક માગણીએ.
સ્ત્રીઓએ તિર્થ કોને ગણવું?
સર્વે તિર્થોમાં પતિ. સ્તાનો સાચો કાન્ત છે,
પતિ પ્રભુ સમ ગણવા, ખુબી ભરેલી વાત છે,
તેમનો ખરો દેવ કોણ ?
જાત્રામાં યાત્રા પતિ, પતિ બસ સક્ષાત છે;
દેવમાં દેવ ગણવો ખુબી ભરેલી વાત છે.
કાળ ભક્ષણ કેનુ કરશે ?
કરે ન ગામની સેવા, કહોને કોણ કરે રક્ષણ,
કરે ન બંધુની સેવા થવાનું જરૂરથી ભક્ષણ.
"આવો આવો અલબેલા શું કોમળ વેલી"
આવો આવોને બેની, સૌ સંગે સાહેલી,
બેની આવોને ઉમંગે
ચક્ર સુદરશન હાથ ઝાલીને, સ્વરાજ્ય લેવાને કાજ,
આ....જ....આ....જ....આ....જ.
વિદેશી વસ્ત્ર અંગે નવ ધરશો, એ ભ્રષ્ટતાનુ સાજ,
હા....જ....હા....જ....હા....જ
દેશ તણા હિરા જેલ વેઠે છે, છોડાવો રાખીને હામ,
આ....મ....આ....મ....આ....મ.